૫૪૨૫

# શેહેરમાં નવીન ગવાતા ગરબાઓ.

છપાવી પ્રસીદ્ધ કરનાર

શા૦ કાળીદાસ ભગવાનદાસ




જેમાં દાણલીલાની નળરાજાની બાગની સુરતની આગની વીગેરે પરચુરણ ગરબીઓ


"ધી રાઈઝીંગ સ્ટાર" પ્રીન્ટીંગ પ્રેસ.માં ગંગારામ આત્મારામ પંડીતે છાપ્યા.

સંવત ૧૯૪૯ સને ૧૮૯૩


કિમ્મત છ આના.

૫૪૨૯

# શેહેરમાં નવીન ગવાતા ગરબાઓ.

## શકળશા વણીકનો ગરબો.

( બરાનપોરી રાગ. )

પ્રથમ આપો તમે ધ્યાન ॥ પછી શુંણજો દઈને કાન ॥ આ ગરબાતેછે માન ॥ એમ વાણી વદું ॥ ૧ ॥ શકલશા વણીક મોટો શેઠ ॥ તેને હરીના ઉપર હેત ॥ નિત્ય સાધુ જમાડે એક ॥ પછી ભોજન કરે ॥ ૨ ॥ જેહની ચંદ્રાવતી નારી ॥ સ્વામી જાણે દેવ મોરારી અતિ ભકિત કરેછે સારો ॥ ખરા દીલ થકી ॥ ૩॥ ત્યારે પ્રભુને ચીંતા થઈ ॥ તેતો બેઠા આકીન લઈ ॥ તેનું સત મેલાવું જઈ ॥ એતો શું રે કરે.

**સાખી.**

શ્રી હરીએ કીરપા કરી સાધુ ન જડે એક;
નગર બધું ફરી વળ્યા,થાકયા શેઠાણીને શેઠ.
એવી રીતેરે એવી રીતે ॥ અનીહાંરે એવી રીતે ॥

મનમાં થયાછે નીરાશ ॥ મને અપવાસ થયાછે સાત ॥ લજજા રાખો દીનાનાથ ॥ એવી સ્તુતી કરે ॥૧॥ ત્યારે પ્રભુને ચીંતા

થઈ ॥ તેતો એડાં આકીન લઈ ॥ તેનું સત મેહેલાવું જઈ ॥ એતો થુરે ફરોારા॥ શ્રી હરી અતિત રૂપ લાવ્યા॥ એનું પારખું જોવા આવ્યા ॥ ત્યાંતો ત્રીભોવંન પધારીયા ॥ મારૂં મન ઠર્યું ॥૩॥ ખુલ્લે સરીરે રંગત વર્ત્તેછે ॥ શીતળ પાણીએ નવરાવે ॥ તેનું ચરણુ મડીતો લેયછે ॥ આકીન મારૂં ફલીયું ॥૪॥ રસોઈ બનાવી કીધું સાક ॥ પીરસ્યા પુરીને દુધપાક ॥ રખે કરશો આડો આંક ॥ મારૂં મન ઠર્યું ॥ ૫॥

## સાખીઓ.

અતિત કહે જમતો નથી હમે અઘોરી સાધુ જન
માસ મટોડું ખાઈને રહીએ, નહીં ખાઈએ તમારૂં અંન
એવી રીતેરે એવી રીતે ॥ અનીહાંરે એવી રીતે ॥

શેઠ છાનો માનો માંસ લાવ્યો ॥ તેનો મરમ કોઈએ નવ જાણ્યો ॥ તેનો પાક પણ બનાવ્યો ॥ માહરા સંત જમે ॥ ત્યારે અતિત બોલ્યા વાણી॥ સુરતા રાખો નરને નારી ॥ કરો કામ એક વિચારી॥ તાહરા ચેલઈયાને લાવ બડી ધુમ ધરી ॥ સજો સોલે તમે સનગાર ॥ આંખે આંજની આંજો સાર ॥ આંસું નવ પડે લગાર ॥ રંગતાંન માંગું હમો

બીજું રૂપ શ્રી હરીએ ધર્યું. ભણે નિશાળે નાનું બાલ, ચેલઈયાને જઈ ચેતાવ્યો, તાહરા મા બાપે આણ્યો કાળ.

એવી રીતેરે એવી રીતે ॥ અની હારે એવી રીતે ॥ અન્તર્ વીચાર પુત્રે કીધો ॥ માથે ખડીયો પાટી લીધો ॥ ઘેર આવી ઉભો સીધો ॥ મળ્યો પિતાજીને ॥ પુત્ર હસીને મુખથી કહેછે ॥ વચન પિતાજીનું જાયછે ॥ કાયા શું કામ આવેછે ॥ કારજ તમારૂં કરો ॥ વાણીકે હાથમાં લીધી પાલી ॥ ચેલઈયાને નાંખ્યો મારી ॥ તેને ખાંડણીઆમાં ખાંડી ॥ મનથી નારે ડર્યાં ॥ રસોઈ બનાવી તઈયાર ॥ ઉઠો અતીત પ્રભુ સાર સતને ધરાવી નીધાર ॥ તમે પારણાં કરો.

## સાખી

વાંણીયા કામ વંઠી ગયું, એતો અંન કેમ મુજથી ખવાય,
વાઝયાનું અંન જો ખાઉ તો માહરૂં જપ તપ સઘળું જાય.

એવી રીતેરે એવી રીતે અનીહારે એવી રીતે ॥ મનમાં પસતાઈ બહુ રહેછે ॥ ચંદ્રાવતી મુખથી કહેછે ॥ માહરા પેટમાં ઘર્ભછે ॥ હું બતાવું તુંજને ॥ પાલી લીધી હાથની માંહે ॥ જેવી પેટ ચીરવા જાય ॥ ચડપ લઈને હાથ સહાય ॥ બાઈ આ જુલમ કરો ॥ તાહરી ભક્તિ શીવની સાથે ॥ કુંવર માર્યો તો મુજ માટે ॥ દરશન દીધાં દીનાનાથે ॥ માંથે મોર મુગટ પીતાંબર સોભે ॥ પિતાંબરના પરવાર ॥ પ્રગટ થયાં કુંજબીહાર ॥ માંગો માંગો નરને નાર ॥ પુત્ર જીવતો કરો.

૧ બોલાવ તાહરા કુંવરને, બાહરથી આવેછે ઘરમાં

જુવેંતો આવે મલકાતો, માત પિતા બહુ ખુશી થાય.
એવી રીતેરે એવી રીતે ॥ અનીહાંરે એવી રીતે ॥
છોકરો આવ્યોછે ઘરમાંય, ॥ માત પિતા બેટયા ત્યાંય ॥ દેખી હરખ ન માંય ॥ શું કહું તમને ॥ જે કોઈ ભગ્તિ હરીની કરે ॥ તેને ચરણે ચીત્ત ધરે ॥ કહે મગન શરે ॥ તેના આફીનથકી ॥

## નળ રાજાનો ગરબો.

ગરબી બરાનપોરી.

કે નળ રાજાનુ આખ્યાન ॥ તમે ધરી લોને ધ્યાન ॥ દમીયંતી શોયાબળ કહું તુંજને કે નૈસદ દેશનો નળરાય તેનો મરગ્યા રમવા જા ૫ ॥ ત્યાંથી લાવ્યો જનાવર એક હંસને ॥ હંસ કેહેવા લાગ્યો વાત ॥ રાજા નળની સંગાથ ॥ મને મુકીદો માહારાજ ॥ મારી નારી રૂએ શું કહું તુજને સો પુત્રનીછે માત ॥ તેને મલી આવું આજ આપ્યુ વચન છોડી દીધો હશને હંસ ઉડયો ઉડયો જાય ॥ એની નારીની પાસ ॥ ત્રણ દીવસમા આવ્યો રાજા કને

### સાખી

રાજા હંસ ઘર લાવ્યા ॥ તેને હૈડે હરખ નમાય
હંસ વાહાન બ્રહમા તણું તેને નાતે કેમ કહેવાય

વચન આપું તુજને ॥ રાજા કેહેછે હંસને તું કન્યા લાવનરી સોધીને ॥ હંસ ઉડયો ઉડયો જાય ॥ સોધ્યા સ્વર્ગ પાતાલ ॥ ત્યાંથી

ઉડયો કુંડળપુર નગરીમાં ॥ કુંડળપુરનોછે રાય ॥ રાજા ભીમક કેહવાય ॥ તેની પુત્રી કુંવારી એક દમયંતી ॥ તેતો કુંવારી કહેવાય જોવા રેહેછે વાડીમાંય ॥ હંસ જઇને બેઠો ઝાડ ઉપર કરે નળનાં વખાણ ॥ થયું કન્યાને જાણ ॥ જુવો કોણ બોલેછે નર વાડીમાં.

## સાખી

દમયંતીએ દાસીને કહ્યું ॥ જુવો કોણ બોલેછે વાડી માંહે એવા નર તે કોણછે ॥ વળી કેમ કરીને ઓળખાય ॥ દાસી ફરતી ફરતી આવી ॥ હંસ બેઠો નીચી ડાળી ॥ વાહાલો હાથે કરીને પકડાઈ ગયો ॥ નારીએ ચાંપ્યો રૂદીઆ સાથ ॥ પછી પુછી નળની વાત ॥ એવા નળ કુંવારા કેમ રહયા ॥

હંસ કેહેવા લાગ્યો વાત ॥ રાણી દમીયંતીનીસાથ ॥ તેના તેજ થકીરે રવી જંખવાઈ જાય ॥ નારીનું વચન લઈ હંસ ઉડયોછે તંઈ પાછું ફરીને નૈસદ દેસ ગયો.

## સાખીઓ

રાજા ભીમકની પુત્રી તેની પતળી સરખી કાય
ત્રણ ભુવનમાં ફરી વળ્યો ॥ એવી કન્યાની નહીં જાત

તેનાં તેજ તણો નહીં પાર ॥ તમે શું કરો વીચાર ॥ જઈ પરણોની કન્યા દમયંતી ॥ નારદમુની જે કેહેવાય તેતો દેવસભામાં જાય જઈ કહ્યા સમાચાર ॥ ઇંદ્રને વાયુ વરૂણ અગ્ની આવ્યા ॥ જોડે જમ રાજાને લાવ્યા ॥ ઘણાં ચરિત્ર કીધાં રાયે છળવાને ॥ ચારે ભમા થયા ॥ નારદ કને ગયા તું પરણવાદે કન્યા હમને

## સાખી

પાંચે મંડપમાં ગયા પાંચે નળનું રૂપ
આવી હતી વરમાળા રોપવા તે ગઇછે પાછી ફરી

પુત્રી પુછે પીતાને વાત ॥ પુત્રી પુછે પીતાને વાત ॥ માળા કોને આરોપું ॥ અહીં આવ્યા છે પાંચે નળ બનીને ॥ નારી ફરતી ફરતી આવી ॥ વરમાળા આરોપી નળ રાજાને ॥ એકે એકને દીધા શ્રાપ ॥ રીંછ, રોઝ, વાઘ, વાંદર બન્યા ॥ તેતો દેવ સભામાં ગયા એતો એશીયાળા થયા ॥ ઘરની નારીઓ મેહેણાં દેછે ઘણાં એમ કહેછે ખુશાલદાસ સાગાસ જગજીવન ॥ એતો કલજુગ વાપ્યો નળ રાજાને.

## આગગાડીનો ગરબો.

ઓરાોરે પધારો માહારાજ મણીગર ઓરાોરે પધારો એ રાહાપર ઢલી જાઓ.

ગાડી આવીરે હીંદુસ્તાન, અગન કેરી ગાડીરે આવી લોકોને થઇ રહ્યું જાંણ, અગનકેરી ગાડીરે આવી;

## સાખીઓ

ગાડી આવી ઘંટ વાગીઓ, લોકો ટીકીટ કરાવવા જાય.
ગાડીની વખત વહી ગઈ, ત્યારે ટીકીટ વના અથડાય.
અગન કેરી ગાડીરે આવી ૧

વીજલીનાં દીવા થયા, એગાડી પરતાપ;
રેલ થકી ઉડીરે ગયા, તેતો ઉડયારે આપો આપ.
અગનકેરી ગાડીરે આવી ૨

દાડ પઇએ દલદર ફુકયું, બદામે કીધા ખેલ;
દીવેલને કાહાડી નાખીયું. અને વપરાયછે ગ્યાસ તેલ
અગન કેરી ગાડીરે આવી ૩

દેસે દેસ ફરી વળી, કહેતા ન આવે પારઃ
પલકમાં મુંબઇ જઇ પડે, એતો નાણા નો વીચાર
અગન કેરી ગાડીરે અવી ૪

અગન તારી ગાડીએ, કેવો કીધો ખેલ;
ઘોડાગાડી બહુ થઈ, કાડયો પેટ બરવાનો ખેલ
અગન વરી ગાડીરે આવી ૫

ખોખા પચાસ સાહતે. ગાડી ખેચી જાય;
સુરત શેહેર ખાલી કર્યું, જઇને મુંબઈમાં બરાય.
અગન કેરી ગાડીરે આવી ૬

અગનગાડી ઉપડે, બાગ બન્યો ગુલજાર;
સમીસાંજે ગાડી આવે, ટીકીટ વેચાય અપરમપાર.
અગન કેરી ગાડીરે આવી. ૭

પાંચ વાગે સીપટી થાએ, તેજાગે નીંદ્રાંથી નાર;
સવારનો પોહોર થઇ ગઓ, પછી પાણી ભરે પનીહાર.
અગન કેરી ગાડીરે આવી. ૮

દીલ્લી દરવાજા ઉપરે, કીધા રૂપાં રેલ;
ટોપીવાળા બાહાદુર થઈ, તમે જબરો મચાવીઓ ખેલ.
અગન કેરી ગાડીરે આવી. ૯
અમદાવાદ વટોદર, ભરૂચ અને ગુજરાત;
કાળકાદેવી ઉછળી, તેંતો ભલો મચાવીઓ ઘાટ.
અગનકેરી ગાડીરે આવી, ૧૦
એક દમ્બે ખીલા રહ્યા, ઓંગણુપચાશને સાઠ;
ચચ્ચાર પઇડાં ઉછળે, તારા બારણાનો ન્યારો ઠાઠ.
અગનકેરી ગાડીરે આવી. ૧૧
ગાડી અંદર બેસતા. લોકો કરે બહુ તાન;
ગાડી તું ખુંની ઘણી ,તેંતો કંઇએકના લીધા પ્રાણ.
અગનકેરી ગાડીરે આવી. ૧૨
ચક્કર બહુ ફરતું ફરે. મુલક કર્યું મેદાન;
પાઘડી લુગડાં જાયછે, લોકો ગાડીમાં રહેછે બેભાન.
અગનકેરી ગાડીરે આવી. ૧૩
ત્રણ ફાનસ શળગી રહ્યાં, લીલા સફેત ને લાલ;
સફેત દેખીને દોડી આવે, તુંતો લાલે મચાવે તાલ,
અગન કેરી ગાડીરે આવી. ૧૪
શુંદર તારૂં બેસણું, ને પાટ જડીછે સાર;
આજુ બાજુ કઠેરા, એની અક્કલનો નહી પાર.
અગનકેરી ગાડીરે આવી. ૧૫

**બાગનો ગરબો.** બાગ બન્યોછે બલીહાર ॥ ખુબ ખીલ્યોછે ગુલજાર ॥ તાહાં જોવાને જાઓ સઉ નરને નાર ॥ કે રાણી વીકટોરીઆનો બાગ ॥ તાહાં જોવાનોછે લાગ ॥ મકઈ ભાગોળ નો મારગ ન્યારોછે ॥ પુરવે આવી ઇસપીટાલ પસ્ચીમ તાપી નો કીનાર ॥ ઉતર દેવલ થકી કીલ્લો ન્યારોછે ॥ કે દક્ષણ આવ્યોછે બજાર ॥ બાગ બન્યોછે ગુલજાર ॥ તેને સાચવનારા ઘણા માળીછે ॥ કે કુવા હોજ ભરયાછે પાણી ॥ કીધી પરજા ને કમાણી ॥ અક્કલ અંગ્રેજ લોકની ઘણી ભારીછે ॥

## આગનો ગરબો.

ગીરધારીરે વાતક કહું તે વિચારે—એ રાગ

પ્રાણ પ્યારે, લાગી સુરતમાં આગ, ગવરનર હમારે લાગી૦
તાંતો બળે શીશમને સાગ;
નથી નાસવારે,, એકે તરફથી લાગ, જાણે ધુધવેછે કાળી નાગ ટેક.
કાટવાલા તે બુમો પાડેરે, સઉ સઉનો સરંજામ કાંડેરે,
ધાડ પડીછે ધોળે દહાડેરે, લોક મળીઆરે નથી જવાનો લાગ.
જાણે ધુમેછે૦ ૧
પીધી મદિરારે, ઉત્તર દક્ષણ ફેલી, જાણે ઘુમેછે હાથણી ઘેલી;
વાયુ દેવતારે, થયાછે એના બેલી, તેથી ચારે તરફ એ ફેલી.

### ઝુલો.

આવી પોહોંચ્યાછ અમલદારરે, લાવ્યા હોલવવા હથીયારરે,

જગ જંત્ર નગીનો મારરે, હાળ મારેરે જેવો કેશરી, વાઘ.
જાણે ધુમે છે૦ ૨

બાગોગીઆરે ફડયાછે શરને ભડકી જ્યારેલીધી ઘાંચીની ખડકી;
બાજીવાલીરે સરખી પેહલી સડકી, ભુલી પડી ચુનીની જડકી,
ઘાંરી કાડે ખજુરને ગોગરે, જોઇ આગમાતાની છાળરે;
નવી ઉગરવાનો ડોળરે, બીધાં ગાંધીરે જ્યારે દીઠો મસીદમાં પાગ.
જાણે ધુધવેછે૦ ૩

પડવાનેરે, પરકીો આગળ ચાલી, ડખગરના ઘરને બાલી;
આજ્યા પીઠાંરે તેની જોડે એક માલી ગુકિતફોજે તે પાછી વાલી.
સામી ચાલી ને લીમડા ચોકરે પડયો સુખડીઆને શોકરે,
શીફલવાલા મુકેછે પોકરે, એવું જોઇનેરે, આવેછે વેરાગ.
જાણે ધુધવેછે. ૪

હારી ભેંડારે, થાકયાછે અમલદાર. જ્યારે લીધી કસારાની હાર;
કાપડીઆરે થઇ ગયાછે પાર, નાસી ગયાછે દુકાનદાર.
મોતીરામે છંટાવ્યું પાણીરે, લાવ્યા એ ત્રણ બંબા તાણીરે,
ક્રોધ આગ માતાનો જાણીરે, પ્રાણ્ં ભટેરે ચાડાવી માને આંગરે.
જાણે ધુધવેછે. ૫

અસમેલીએરે, ખાધોછે જળનો માર, કરી પારસી શેરી પાર;
પાછી સુરતીરે થઇ ગયાછે ખુવાર, અસ્ત્ર ઘણુ બળ્યાછે લુવાર.
બાણુ વર્ષદનો આવો પાકરે, દાસ સાહેબનો નથી ધાકરે,
નથી લાલા ગોલાનો વાંકરે, ચડી ટેકરેરે, દીઠાછે મીયરા અથામ.
જાણે ધુધવેછે૦ ૬

આવ્યા ધોબીરે. દરજીને પંચોળી, કહે મગન ઉઠી હોળી;
રવે શ્રાવકરે, આવીછે જેવી ગોલી, રૂપા ઘડાને નાંખ્યાછે રોળી.
ઘેરયું હરીપરાનું નાકુરે, હીરા ઘટ્ટએ ઉઘાડયું ટાંકુ રે,
આગે જાણ્યું આ કામછે વાંકુરે, પાછી ફરીછેરે, દીઠો સઉનો એક રાગ
જાણે ધુધવેછે૦ ૭
રૂ ટેકરેરે, મોટી આગની ફાંસી, ગયા ચોકસી સરવે નાહસી,
ભુવન ભારેરે, ધામા ધાબલીને અગાસી, જોઇ રડે મેલાની કાસી.
હાંડી તકતાને કબાટરે, ગાદી તકીઆ ખુરશીને પાટ રે
છપર પલંગ ઉપર છાટરે, દાજ્યા ઢોળીઆરે ઉડી તેનાપર આગ.
જાણે ધુધવેછે૦ ૮
સુખડીઆરે, શેરીમાં વસે છે વેપારી નાથાસાની સોભા ઘણી સારી
કરી નાંખીરે પાંચ પેલકમાં ખુવારી, પારશનાથની પુંજા ભારી.
મસીદ શેરીમાં રહેછે રેવારે, મા'લી નથી રહી કંઇ લેવારે,
દકાલપોળના હેરાલ કેવારે, વશે શેઠીઆરે પંચમાં મુકાવે માગ.
જાણે ધુધવેછે૦ ૯
કાનદાસરે, મોટા રેશમના દલાલ, જેની રૂડી જગતમાં ચાલ;
ઘર પાંચનોરે' આગે ઉડાવ્યો ગુલાલ, કર્યા ઘડીમાં પાએમાલ.
હતા મુંબઇમાં નામદારરે, મેનાએ મુકાવ્યો તારરે.
તરત થઈ ગયા તૈયાર, આવ્યા સુરતરે જોયો બળેલો બાગ.
જાણે ધુધવેછે૦ ૧૦
ચુના બંગડીનારે, થઇ ગયાછે ચુરા, પીઠાવાળા થયાછે પુરા;
શાટ વાલાનારે, હાલ થયાછે બુરા, કાંસકીવાળા રહ્યાછે અધુરા.

વ્યાસ કહેછે કીરપારાંમરે, સઉ જપો પ્રભુનુ નામરે,
અંતકાલે આવશે કામરે, મન વાળીરે, કરો હવનને યાગ.
જાણે ધુઘવેછે કાળી નાગ૦ ૧૧

## રસીયા મને જાવા દીજે. એ રાગ.

કરી આગે ખરાબી ભારી, તમને વાત સું કહું વીરતારી
કરીં આગે ખરાબી ભારી ટેક.
મારૂ કોમળ કાળજુ બળેછે, મારે નયણે આંસુ ગળેછે;
એમ કહેછે પ્રીતમને પ્યા'રી— કરી૦ ૧
મારા બાજયા મોતીના હાર, બીજો ઘણો બળ્યો સણગાર;
હું શું કહું તમને વિચા'રી— કરી૦ ૨
ઘડી અમર તણી નથી છુટી, મને આગગાતાએ લુટી,
એમ કહેછે નાથને ના'રી— કરી૦ ૩
મારી બળીછે મોહનમાળા, લાલ લીલા રેશમી ગાળા,
ક્યારે બેસીસ કાયા સણગા'રી— કરી૦ ૪
બળી બંગડીને ચંદન ચુડી, મને લોક કેશે હવે ભુંડી,
નથી નાસવીની એકે બા'રી— કરી૦ ૫
કડા કંકણી ને કાણીગાંઠી, મુકી મેડે ને હું તો નાઠી,
હવે બેઠીહું હીમ્મત હારી— કરી૦ ૬
મારો ચંદન હાર નવ સેરો, મેંતો એકવાર નથી પેહેરયો;
મન કેમ વાળું ધીર ધારી— કરી૦ ૭

મારી મોંઘા મુલની ચોળી સંભારને ઉડેછે હોળી,
મારા જંઝીરોને ફીટ ફીનારી— કરી૦ ૮
મારો છગન મગન નેરામો તેને તેડી ગયોછે એનો માંમો,
લઇ આવો થાશે આનંદકારી— કરી૦ ૯
( હવે પુરૂશ કહેછે )
હવે ધીરજ ધર તું નારી, એવાત તું નાંખ વીશારી,
હવે ધીરજ ધર તું નારી. ટેક
થયું ગોવિંદજીનું ગમતું, આવ્યું ચક્ર સઉપર ભમતું,
કહું તુજને હું વારીવારી— હવે. ૧
વાત સંભારીને રડેછે, તારા છોકરા ઝુરાઇ મરેછે.
માટે નાંખ તું માયા ઉતારી— હવે ૨
વરી વણજ કરે વસ મળસે. કેશવજી કરૂણા કરશે,
થશે પ્રસન કુંજબીહારી— હવે. ૩
પ્રભુ કોઇને દુઃખ નથી દેતા, નથી સુખ છીનાવી લેતા,
છે કીસમતની બલીહારી— હવે. ૪
નાથ કીરપાનો કીરપા કરશે, હરી જનપર હેતજ ધરશે
એછે ગુણવંત ગીરીવરધારી— હવે. ૫

## દાણુલીલા

રાધા-તમે અજાણ્યા અમે જાણીચેરે
તારો પાલવડો નવ તાણી એરે

તમે સમજી રહો મન માંહરે
શામલીયા વાલા રહો નીવેગલારે-તમેવાળારહો ૧
શ્રી કૃષ્ણ-નારી સુંશામજાવે મુજનેરે
હુંતો નહારે જાવાદઉં તુજનેરે
તારી મરડીને રાખીશ બાંધરે
મહીયારી રાધા મેં દાણશુંરે-તમેરાધા. ૨
રાધા-અલ્યા બાંહ્ય મું મરડે વીડલારે
મેંતો તમશરખા ઘણા દીઠલારે
કપરું છે કંશાનું રાજરે
શામળીઆ વાલારો રોની વેગલારે ૩
શ્રી કૃષ્ણ-નારી કંસથકી મુથાય છેરે
એવા કંઈક આવેને કંઈજાય છેરે
તારા ઉરનાં ઉતારી શહારરે
મહીયારી રાધા ઘેદાણ શું રે ૪
રાધા-અલ્યા હાર હૈયાનો તુતશેરે
મારી મહીની મટુકી ફુટશેરે
ઘેર શાસુડી દેશે ગાળરે
શામળીઆ વાળા રોહોની વેગળારે ૫
શ્રી કૃષ્ણ મારી ગાળને આળ નહી ચડેરે
જેહનું બેણુહોય તે લડેરે

તેમાંદાણ મેલ્યા કયમ જાયરે-મહીયારી ૬
રાધા-અલ્યા દાણી તે કંઇનો કાવીયોરે
મથુરાથી ગોકુલમાં આવીયોરે
મારી નંદતણે ઘેરગાયરે-શામળીયા ૭
શ્રી કૃષ્ણ-નારી ગાય ચર્યામાં શોભાજછેરે
એતેપોત પોતાનું કાજછેરે
તેનાં મેંણુલીયા ના હોયરે મહીયારી ૮
રાધા અલ્યા એવાં માણસને લાજે ઘણારે
સુણો વઢતાં હોય જ્યાં બે જણારે
તુંને નીરલજને નહી લાજરે સામળીયા ૯
શ્રીકૃષ્ણ નારી લાજે જે કાજ નવ સરેરે
અહીંઆ બીક તેનું કોની મરેરે
આવ મળીએ આપણ જાણ બેયરે. મહીયારી ૧૦
રાધા એવું નીરલજમાં બોલો સામળીયારે,
તારા કરના ઉતારીશ આંબલારે,
મુકો મુકોને અમારો હાથરે, સામળીયા, ૧૧
શ્રીકૃષ્ણ નારી હાથનાં મેલું તારો રોરો,
અહીંયાં અમલ થાયછે મારો રોરે
મડે દાણના દોકડા મેલરે મહીયારી ૧૨
રાધાં અલ્યા નંદ બાવાનો તું છોકરોરે

તારી પાસે નથી પઇસો રોકડોરે
આવડો કેમ મચ્છર હોયરે સામળીયા ૧૩
શ્રીકૃષ્ણ નારી બ્રખુભાણની તું છોકરીરે
તારી પાસે નથી પઈ રોકડીરે
આવડું કેમ અભિમાન હોય મહીયારીરે ૧૪
રાધા–હુતોવીનતી કરૂંછુ કચાર નીરે
સ્વામી રૂગનાથ હરીતમથકીરે
મહીનુ તે દાણ ના હોયરે–શામળ્યા. ૧૫

**રાગ મને ભુલી ગયોછે મારો છેલદોરે.**

વ્હાલ નરોકો વાટમાંરે લોલ,
અરે મ્હારે માથે બેવટ સાસુડીનું આલ નંદલાલ વ્હાલા
હુતો નીસરીછું મહી વેચવારે લોલ,
અરે મને ખોટી કરચામાં શો માલ નંદલાલ વ્હાલા
વ્હાલા નણદી નઠારી ન્હાનકીરે લોલ,
છાની છાની જુએ મ્હારી વાટ. નંદલાલ વ્હાલા
મારી જેઠાણી ઝેરનું ઝાડ છેરે લોલ,
તેતો બકેછે બહુ બેફાટ. નંદલાલ વ્હાલા
મુકો માવજી પાલવડો માહ્યરોરે લોલ,
મારે માથે મહીડા ઝલકાય. નંદલાલ વ્હાલા

જુઓ છાંટે છંટાઉંછું છેલડારે લોલ,
મારૂં નવરંગ ચીર ભીજાય નંદલાલ વ્હાલાં ૩
છોડો ટેવ છોકરવાદી છબીલડારે લોલ,
મારે માથેછે પીયુતણી ધાક નંદલાલ વ્હાલા ૪

## ગરબી માહાતમની.

આજ લાજ લીધી પાતળીયા પ્યારે. ટેક
સૈ સખી જમુનાયે ગઈતી, નારી સ્વભાવે નગ્ન થઈતી
ત્યાં કાનો આવી પહોંચ્યો કંઈથીરે બેન, આજ ૧
સૌનું મન ન્હાવાનું નીરમાં, ચોળીસ સણગાર વીંટયા ચીરમાં
સાચવી મેહેલ્યાં જમનાં તીરમાંરે. બેન આજ ૨
ત્યાં નંદજીનો સુત નડયો, ચીર લઈ કદમપર ચડયો,
અમે દીઠોને ધ્રાસકો પડયોરે બેન આજ ૩
એણે ચોરી કરી ચીર લીધાં, છતાં દેખતાંને આંધલા કીધા
લાગી પગેતોએ ના દીધાંરે બેન, આજ ૪
આવ્યો નગ્ન જોવાને અનાડી, કદમપર વાસલી વગાડી
શૌને ઉઘડે શરીરે કહાડીરે બેન. આજ ૫
કોઈ કામા કદમ થઈ બાજી, કેશ ઢાંકીને ઉભી ઝાઝી
કોઈ ઢુંટીયાં વાલી બહુ લાજીરે બેન, આજ ૬
સૈ સામાંને કાયર કીધી, નંદલાલે લાજ લીધી,

વસ્ત્ર આપ્યા કાયા ઢાંકી દીધીરે બેન, આજ ૭
વસ્ત્ર વીનાં ઘણાં લાજી મરીએ, હવે દામોદરથી ડરિયે,
બનાવનારના વાલાને સું કરિયે બેન. આજ ૮

ગરબો.

જાઓ જોર જુઓ જસોડા બાલનું ટેક
હું તો પાછી આવી જોર જાણી, કાનો થઇ બેઠોછે દાણી,
પેલી રાધાની ચુંદડી તાણીરે બેન જાઓ ૧
એતો મહીનાં માટ ખુંચી લેતો, કોઇ નારને નજાવા દેતો
મદ ભરેલો જોયો મેં તોરે, બેન, જાઓ ૨
વાંકુ જોઇને નજર નર નાંખે, જેમ આવે તેમ ભુંડું ભાખે
રસ્તે સખીયોને રોકી રાખેરે બેન. જાઓ ૩
દાણ દમી દમીને લેછે, જે સાંમાની શાલામાં રહેછે,
તેને જાણી જોઇ જાવા દેછેરે, બેન જાઓ. ૪
કેમ આવડું દુખ ખમી રહીએ, ચાલો નંદજી તે પાસે જઇએ
બનાવનારના નાથની, વાત કરીએરે બેન જાઓ ૫

ગરબી.

શામ સલુણા કુંવર નંદનારે લોલ,
તેમને નાંખી ફંદમાંરે લોલ. ટેક
હું તો ઝબકીને જોવા નીસરીરે લોલ,
ઓઢવાનું અંબર વીસરીરે લોલ, શામ ૧

હું તો ગાવડી તે દોવા નીસરીરે લોલ;
શેલો લીધોને તામડી વીસરીરે લોલ. શામ ૨
હું તો દરશન કરવાને નીસરરે લોલ,
સાલુ પેર્યોને ચોલી વીસરીરે લોલ. શામ ૩
હું તો જમુના તે જલને નીસરીરે લોલ,
ગાગર લીધીને ઘડો વીશરીરે લોલ. શામ ૪
જમતાં તે જીવણ સાંભળ્યારે લોલ,
કઠેના ઉતરે કોળીયોરે લોલ, શામ ૫
વલભના સ્વામી શ્રી હરીરે લોલ,
તન મનથી હું તમને વરીરે લોલ. શામ ૬

## ગરબી ૧.

જવાદો મુને શાને રોકોછો વાટમાં,
હાંરે દાણ લેવા સરખા નથી માટમાં. ટેક.
આજતો હમારે પ્રભુ કામનો દીનછે
હાંરે મારે એકલા જવુંછે નાતમાં. જવા ૧
મારારે સમ મારી ગાગર નાની હાંરે જળભરવા.
જમનાજીનાં ઘાટમાં જવા ૨
સગળી સઇયરો ઉભી જમનાંને તીરે,
હાંરે તેને વચન આપ્યાછે હાથમાં. જવા ૩
મોતીના નાથને સંગે લઇને,

હાંરે મારે જવું સઈયરોની સાથમાં. જવા ૪

## ગરબો ૨

હું વાત કહું ઉભા રહોને અલબેલી,
હાંરે દાણ રીતનાં ઘટે તે જાઓ મેલી. હું વાત ૧
ક્યાંથી આવોછો આજ રૂમ ઝુમ કરતા,
હાંરે આજ ક્યાંછે સંગની સાહેલી. હું વાત ૨
ઘુંઘટ તાણીને શું જોરમાંરે જાઓછો,
હાંરે નથી દેતાં જવાબ મન મેલી. હું વાત ૩
ધ્યાન ધરીને સું ધ્યાનમાંરે જાઓછો.
હાંરે આજ બોણી કરવીછે મારે પેહેલી. હું વાત ૪
મોતીના નાથને તુંછે પ્યારી,
હાંરે ગણે દહાડે થઈછું આજ ભેળી હું વાત. ૫

હાંરે રસિયા મુને જાવા દીજે, તારૂં દાણ થાય તે લીજેરે રસિયા મુને. ટેક
હાંરે હું તો ગોકુળની ગ્રીજનારી, હાંરે હું તો મહી વેચવાને ચાલી હાંરે મારગડે આલનકીજે. રસિયા મુને. ૧
હાંરે હું તો બ્રજુ ભાણની છોરી, હાંરે મારે માથે મહીની ગોલી,
હાંરે લ્યો ખાતા ગોરસ પીજેરે, રસિયા મુને ૨
હાંરે મારી સંગની સાહેલીઓ ચાલી, હાંરે મને રોકી રહયા ગીરધારી, હાંરે મારગથી અલગા રહીજેરે. રસિયા મુને ૩

બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
તન મન અરપણ કીજેરે. રસિયા મુને ૪

## ગરબી

ગીરધારીરે વાત કહું છું વીચારો, મુને મોહન આંખ્ય નમારો,
મુને જાતાંરે મારગડે સોદવારો મારો પાલવડો નવ ધારો. ટેક.

### ઝુલણ

મુને રોકીને શું ઉભારોરે, જુઓ જુવેછે લોક હજારોરે આશો।
પડયો સ્વભાવ નઠારોરે, વનમાળીરે થાશે ઘણો ફટકારો મુને મો ૧
પ્રભુ માગરે આમ ના કીજે વાટે, ઠીક રહીએ પોતાને ઘાટે, નથી
મળતીરે મીત બજારે હાટે, કાંઈ જોર જુલમની સાટે.

### ઝુલણ

નથી જાણતા ધરમ હમારોરે, અમો અબલા લાજનો ભારોરે,
નથી રાખતા કંઇ એક આરોરે, રસીઆજીરે પ્રીતતણો પંથ
ન્યારો, મુને મોહન. ૨.
હજુ સાંખીરે રહીછું વાલમ વારૂં, હવે કહીશ કૈક નઠારૂં, ન
થી કેતીરે હું સમજી શા સારૂં મુને લાગેછે કાંઈ પ્યારૂં

### ઝુલણ

પછી જાશે ભાર તમારોરે નહીં વાંક હમારો લગારોરે, એમાં
લાભ નથી કાંઇ સારોરે, અલબેલારે છાનાં માનાં સધારો મુને મો ૩
પાતળીઆરે વાત કહું એક છાની; તમો સાચી લેજો માની

મધરાતેરે મંદીરીએ પ્રભુ આવો મુખે લ્યો લાખેણો લહાવો.

ઝુલ્ણ

પછી રાખશોના કંઇ ઉધારેરે, મારા જોબનના મદન ઉતારોરે
મારા તનનાં તાપ વીડારે, ગુણવંતારે છોટમદાસ તમારો
મને મોહન આંખનાં મારે.

ગરબો

નંદના લાલારે, ચાલો ચતુર વિચારી, કેમ રોકોછો પરનારી.
છેલા છેકજરે છોકરવાદી મુધારી મારો તબોલની પીચકારી.

ઝુલ્ણ

હોય કુળવંત કોઇ કુમારીરે, તેતો લાજ ધરે શિરભારીરે, થયા
નિર્લજ તમે ગીરધારીરે, લોક લાજથીરે ચાલિયે સામ વિચારી
કેમ રોકોછો પરનારી.
ડાહાપણ રાખોરે દિલ વિશે દામોદરજી, પછી જેવી તમારી
મરજી' હુંતો કહુંછુંરે સામળિયા કરી અરજી, તમો અંતર
વીચારોને હરજી, કામ પડે ગોવંદજી જ્યારે, પિયા સમજાવી
એ અણસારેરે, તેમાં ત્રીજુનાં જાણે દીલદારરે દાવ પેચથીરે
કરીયે જારી વિજારી કેમ રોકોછો પનારી.
રીતે ચાલતાંરે આગ કદી નહીં આવે, જારી વીજારી રમીએ દાવે.
વધે શોભારે લલના રંધરે ભાવે, એમસમજજો હરિ હાવે,
ગોળ ખુણે પોતાનો ખાઈયેરે પરનારી પુડળનાં જઇએરે,

સામ સંદિર આણા થઈયે,

મન સમજીરે ચાલો તમો ગાંધારી કેમ રોકોછો પરનારી.

મન જાણજોરે અમો તમારી છું દાસી અળગા નવ કરો અવીનાસી. અમો જાણીયારે હૈયા કેરા વિશ્વાસી, પણ ડરૂં જગતની હાંસી.

દયા રાખજો ગરૂડા ગામીરે, અમો કહીએ તમોને શીશ નામીરે, રોજ મળજો મણીનાં સ્વામીરે દયા ધારીરે, અંતરમાં ગીરધારી, કેમ રોકોછો પરનારી.

ગરબો

આ રંગની શીશી રંગે ભરીરે. રંગ ભીંજેછે.

ભીંજેછે માહારાજ, ગુલાબી રંગ ભીંજેછે. ટેક

ચીની ચલાણુ તેલે ભરારે, રંગ ભીંજેછે.

મરદન કરતા જાવ, ગુલાબી રંગ ભીંજેછે. આરંગની.

તાંબા તે કુંડી જળે ભરીરે રંગ ભીંજેછે.

તમો નાવણ કરતાં જાવ ગુલાબી રંગ ભીંજેછે. આરંગની

સીરા પુરી લાબશીરે રંગ ભીંજેછે,

હાંરે તમો ખાવન કરતા જાવ ગુલાબી રંગ ભીંજેછે. આરંગ

પાન સોપારી એલચીરે રંગ ભીંજેછે,

તમો મુખવાશ કરતા જાવ ગુલાબી રંગ ભીંજેછે આરંગની

સાગ સીસમનાં ઘોલીઆરે રંગ ભીંજેછે.

તમો પોઢણ કરતા જાવ ગુલાબી રંગ ભીનેછે. આરંગની.
સોનાં રૂપાનાં સોગટતા રંગ ભીનેછે,
હાતમો રમત રમતા જાવ ગુલાબી રંગ ભીનેછે આરંગની.

## ગરબી

રંગ ખેલે અમીર, નેનોકાં મારા મર ગયા ફકીર રંગ ટેક બેવખત
ફંચે પકે પાનકી બીડીયા, બના દઉં ખાય ગયે ગોસાંઇડા
રેહે ગએ અમીર, નેનોકા મારા મર ગયા ફકીર રંગ ખેલે.
સોનેકી ડાલીમેં ઘઉંકા પલોટા, ખાઈ ગયે ગોસાંઈડા રેહેગ
એ અમીર નેનેકા મારા મર ગયા ફકીર રંગ ખેલે અમીર. ૨
ચુન ચુન ફલીયાં સેજે બીછાઇ લેટ ગયો ગોસયડા રહેગયે
અમીર નેનોકા મારા મરગયા ફકીર રંગ ખેલે ૩

## ગરબી બાગની

હાંરે ચાલો ચાલો સેહેલાણી જઈએ બાગમાંરે,
હાંરે બાગમાં બાગમાં બાગમાંરે, ચાલો ચાલો સેહેલાણી જઈએ બાગમાંરે
હાંરે ચીની ચલાણાં તેલે ભરારે, મરદન કરીશું રંગ રંગમાંરે,
ચાલો ચાલો શેહેલાણી
હાંરે ત્રાંબાતે કુંડી જલે ભરીરે ,નાવણ કરીશું રંગ રાગમાંરે
ચાલો ચાલો શેહેલાણી.
હાંરે બરફીને પેંડા લઇશું સાથમાંરે, હાંરે ખાવન કરીશું રંગરાગમાં
રે ચાલો ચાલો શેહેલાણી

હાંરે પાન સોપારીને એલચીરે, હાંરે મુખવાસ કરીશું રંગ રાગમાંરે.
ચાલો ચાલો શેહેલાણી.
હાંરે સાગ સીસમનાં ઘોલીઆરે હાંરે પોઢીશુ પોઢાવીશુ રંગરાગમાંરે
ચાલો ચાલો શેહેલાણી.
હાંરે સોના રૂપાનાં સોગતારે, હાંરે તમો રમત રમતા રંગ રાગમાંરે.
ચાલો ચાલો શેહેલાણી.

**ગરબી**

મંદીર આવો રાજ કાનુડા,
હસીને બોલાવો આજ કાનુડા,
લઇએ લાહાવો આજ કાનુડા,
મારા મનમાં ભાવો લાલ, તેમ તમે મન લાવો મંદર આવો
ઘણાં દીવસનો દાવો આજ લાગ મળ્યોછે હાવો. મંદીર ૧
સુણો ઘનસ્યામ પૂરણ કામ
અમો અબળા જનના તમો સદન વીરામ સદન વીરામ
હુંછું દાસી તમારે નામ, ઠરવાનો આ ઠામ મંદીર
રજની આમ ચારે જામ, રાખીસ મારે ધામ મંદીર ૨
તનમાં તાપ વીરહ કઠોર,
ફટક ફટક ફડ ફડતી કાસ જકોર,
સુણો અલબેલા નંદ કીશોર, મારા ચિત્તના ચોર મંદીર ૩
જીવતડાની દોર, હાથ તમારે મારૂં જોર મંદીર

જીવ અકળાય, ઘડી ન સહેવાય
રાત દીવસ તન ધ્રોકતું, મન અમુંઝાય મન અમુંઝાય
સમજ પડે નહીં આંનં થાય. મુખડે ન કહેવાય મંદીર ૪
ચીતડું ચટકાય, ઘરમાં ખાવા ધાય મંદીર૦
લલી લલી પાય લાગું લાલ
ઉલટ મુગટ નવ કરીએ ધરીએ વહાલ, ધરીએ વહાલ,
ગીરધ દાસ તાણા પતીપાળ, ગુણનીધી કૃષ્ણલાલ મંદીર૦
આજ લગાણનું જુડું આભ, ફેડી કરીએ ન્યાલ મંદીર ૫

## ગરબો

હરી ઘેલડા ગણાગો ઘણું લાજશોજી રાજ
રહો વેગળા મુનેના મોહન ખાઝશોજી રાજ૦ હરી.
હું છું એકલી સાહેલી નથી સાથમાંજી રાજ
ભુલી પડી તેથી આવી ચડી હાથમાંજી રાજ
નથી જાણતા અજાણ છોજી છેકમાંજી રાજ
બાર રાખીયે પોતાનો રહી ટેકમાંજી રાજ
હજી છુટી નથી ટેવ છોકરવાદનીજી રાજ
નથી લાજ કશી લોક અપવાદજી રાજ
હું છું લાજની ભરેલી ત્રીયા જાતમાંજી રાજ
મારે માથે આળ આવે રોજ વાતમાંજી રાજ

જુઓ આમ પેલા લોક જુએ આપણેરેજી રાજ
એબ લાગશે તમારા માબાપનેજી રાજ
છેક આમણું પડયાછો મોટી ભ્રાંતમાંજી રાજ
ઝીણી વાત એક કહીસ હું એકાંતમાંજી રાજ
મારા સમછે મુને હરાણું જવાદોજીએજી રાજ
વખત આવે ત્યારે મનનું ધાર્યું કરીએજી રાજ
હું છું આપની તમોછો હરી માહારાજી રાજ
મભુ ગીરધર તણા ગુણ લાહરાજી રાજ

## ગરબી

### રાગ કેરબાનો.

બ્રખુ ભાનકી લલી, સામગી એસેં નેહડાલે લગાકે ચલી
આવોજી સામજે મેરી ગલી ડાડે રહો લાલજીમે કબકી ખડી બ્રખુ
હાથમેં છે ગજરા ગુલાબી છડી
પાંઉસે ઝાંઝર બજાવતી ચલી, બ્રખુ
આંખો ભરે સુર મેંને મુખમાં ભરે પાન
છોટી છે રાધા બોતસા ગુમાન બ્રખુ
બાઈ મીરાં કહે મભુ ધીર ગભીર,
ગોવાલણી કું, મીલ ગયે જુમનાં કે તીર બ્રખુ

## ગરબી

ગગરી ઉતારરે વનમાળી -મટુકી ઉતારરે વનમાળી,

ઉતાર ઉતાર ઉતાર જલદી ઉતારરે વનમાળી,
મેરે શીર પર હો ગઈ ભારી ગગરી ટેક
સુનેકી ગગરી ને રૂપલા ઊંઢાણી,
ભરગઇ રાધે પ્યારી ગગરી ૧
મેં પેહરી કસુંબલ સાડી તેરે મુગટકી છબ ન્યારી ગગરી ૨
જાગ જમનાકી ચીકાણીમ ઢોડીઆં લસગઇ રાધે પ્યારી ગગરી ૩
મેં પેહરી જરકસી ચોળી તેરી મોરલીકી છબ ન્યારી ગગરી ૪
મેં પેહરી મોતનકી માળા તેરે ગુંજમાળકી છબ ન્યારી ગગરી ૫
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર ચરણકમળ પરવારી ગગરી ૬

## ગઝલની ગઝલનો તાલ

સબ મીલકે બ્રીજ નારી, લેકે ગેડ હાથમે સારી, ખેલે જોબન મતવારી આઓ મોરારી લેકે ગેડ કે નોકી પ્યારી જમનામેં ફેંકે
મોરારી ૧ સબમીલકે.

દોડો દોડો સખીયા સારી, જાને પાવેન મોરારી
રખના ખુબશી હુશીયારી, ગરે મીલ સારી
ચુકા કર કર કેહ મોરારી, લાગોજી ગેનહમારી ૨ સબમીલકે
કરકે મનસુબા સમનારી દોડોમાર કે કીલકારી પકડો કાના કો મીલસારી દેકે ઉશકો ગારી કયું બાજી હમારી બીગાડી
તુમ કાહાના હોકે અનાડી ૩ સબમીલકે
અબના છોડુંગો કાના જો તુમ લાખ કરોગે

ખાના દેખો આખરકો પસતાના માનો મોરારી
જમનામે કુદવારી લાવો ગેંડ હમારી ૪ સબમીલકે
રશીયા દેહેતા હે ગુનકારી રાજાસાહેબ કાઉપકારી અબકે હમ દુખ
ભારી કરો મેહેરબાની
રાજા દુલે શીચાજી વેપારી સબ ગોપીયાંહે બલીહારી

## ગરૂબી

### રાગ બન જારાનો.

મન મોહન કરે ધીગાનાં કહો પન ઘટ કેશોજાના
કહે સખીયનશે પનહારી ચલો પન ઘટ મીલકર સારી નીર
નીરમલ ભર કરલાના કહો ૧
નારીનો કશી અપને ઘરસે તન શાજ ધજ કર
ઝેવરશે પેહેન પાતલ . અંગ શોભાનાં કહો ૨
સીશ ઘડા હાથ મેઝારી ચલી ઠુમકત ઠુમકત પ્યારી
જયું ચલે હાથી મસતાના કોહો ૩
ગોરી પતલી કમર લચકાવે જેસે મસ્તનાગ
મચલાવે દેખ આશક હુવા હેયે દીવાના કહો ૪
ઝાકુવેપે ચંચળ ડારી જળ ભરને લગી મતવારી
સબ સખીયાં ગાવે ગાનાં કોહો ૫
કેહે સુંદરશો પીયુ પ્યારા, તેરી અદાને મુજકો મારા

તું શમાં એચે હું પરવાગ કે હો ૬
બોલી મોહનશે મતવાલી ચલ શરકન દકિંગી ગાલી
મત હરી હમ કુશ તાનાં કોહો ૭

ગરબી દાદરો

કે મને ભુલી ગયાછે મારો છેલડોરે લોલ
ખોટી ખોટી કાનુડા તારી પ્રીત મારા રાજ મને ભુલી
મને નીદ્રા ન આવે સખી શું કરૂં રે
મારે બોલછે નાનેરો બાલ મારા રાજ મને ભુલી
મારી સુની પડીછે મારી સેજડીરે
રોતાં રોતાં કંઇ રજની વીતી જાય મારા રાજ મને ભુલી
મને કાગળ ન આવ્યો હરી હાથનોરે
એવા કપટી છે જાદવરાય મારા રાજ મને ભુલી
સખી હું તો ગુંજુંછું મારા નાથનેરે
એવા કેમ ન મેહગ થયા નાથ મારા રાજ મને ભુલી
નરસંઇયાના સ્વામીને વીનવું રે
મેહેતા કર જોડીને લાગું પાય મારા રાજ મને ભુલી

ગરબી

કાના સુણો ને વાત હમારી હેમોરી બઈયા ન પકડો મોરારીરે—ટેક
પીયુજી હમારો છે રે નઠારો—શાશુ ભુંડી ને કપટીછે શશરો
હું તો પર ઘરની છું નારીરે કાનાં લાજ મુકીને થયાછો નઠારા

મારગમાં રોકોછો શારા
મારગ દો મારા પ્યારારે કાના શુણોને વાત હમારી

## ગરબી

કહીઓજ શોદાશો જાએ કનયા મોશો ગાલીરે દીની કૈનયા મોશો ગા
લીરે દીની બે વખત.
ગાલીબી દીની ગગરીયા ખી છીની ચોલીમે ગડ઼લટ કીની કનૈયા
મોશો ગાલીરે દીની
હાથમે બાંસુરીઆને ખાંઢે કમરીઆ શામરી શુરત ભીની ભીનીરે
કનૈયા મોશો ગાલીરે દીની

## ગરબો લાવણી રાગની

મે ભરી નીંદમેં સુઇ કશનને લુટી

તું કામણ કરી ક્યાં જાય, નંદલાલ લેરી
તારી બંસી ડંસી, સરપણ ઝાઝી ઝેહેરી ટેક.
તારી બંસી સુણીને, આવી છોકરા છાંડી
બહુ બની ગઇ ગુલતાન, કેવી થઇ ગાંડી
જેમ ઉનાળે હીંડાળે, ચડેછે કેરી તારી બંસી ૧
મેમેલી માતની લાજ, કાજ સહુ ભુલી
પીઉજીને પડતો મેલી, ફંદમાં ફુલી
મારાં સગાં સહોદર, સરવે કર્યાં મેં વેહેરી તારી બંસી ૨
તારે માથે મુગટ ચળકે, લલકે મોતી

પીળો પટકો લટકો ચટકો હું તો જોતી
મને મોહ લગાડયો, પીળું પીતાંબર પેહેરી તારી બંસી ૩
તારૂં રૂપ ભુપ અનુપ, જોઇને મરીયે
તુજ વિના ઠાલો ઠામ, કહો કયાં ઠરીયે
ગોપી ઘેરવાને આંખ, રાખોછો ઘેરી તારી બંસી ૪
શું ઉઠયો તમારો ભાવ, લાહાવ નથી લેતા
હું પલ્લો પકડી રહી, ઉત્તરશો દેતા
મારા ઉપર નથી નેહ, નજર કયાં ઠેરી તારી બંસી ૫
જવાનો કરોછો વિચાર, હું સમજી ગઇછુ
પણ કેમ જવા દઉં પાલવ પકડી રહુ છું
સુંના સો વલભ નાથ, મરદ છોકે ગેહેરી તારી બંસી ૬




"શ્રી રાજેઝીંગસ્ટાર" પ્રીન્ટીંગ પ્રેસ સુતર મોટા મંદીર પાસે

આ ચોપડીનો બીજો ભાગ થોડા દિવસમાં બહાર પડશે
બધી જાતની ચોપડીઓ વેચનાર. માસ્તર ત્રીભોવનદાસ
લલ્લુભાઇ સુરત વાડીફળીઆ રણછોડ વકીલની શેરીમાં.